# લેઉવા પાટીદારની નાત

# નાતના સુધારાનું પુસ્તક.

કેફ ન કરશો કોઇ કદી, કેફ કલેશનું મુળ;
જુવો કેફ કરી જાદવ, કર્યું નીકંદન કુળ.

## ભાગ ૨૦ મું.

નબળાની સંગતથકી, ભલા જનો સીર ભાર;
માંકણના મેળાપથી, ખાય ખાટલો માર.

## દસ્તાવેજ સાથે.

[illegible] કહેવાથી
છપાવી પ્રસિદ્ધ કરનાર વણસોલના
**પંડ્યા શેવકરામ ત્રંબકરામ**

અમદાવાદ "જૈનેન્દ્ર પ્રેસ" ખાડીઆ.

નથી વિદ્વતા વાપરી દેશ કાજે,
નથી વાપરી પાઈ જે લોક કાજે;
નથી કામ કીધાં સ્વદેશાભિમાની,
વૃથા જન્મ ખોયો કરી શી કમાણી.
હશે તે કદાપી બહુ લક્ષ્મીવાળો,
વડો વૈભવી રાજવી ને રૂપાળો:
તથાપી ન તેને વિવેકી વખાણે,
ભરે પેટ તે કાગ કીડા પ્રમાણે.

# સુચનાપત્ર.

૧ આપણા નાનાં નાનાં ગામોવાળાંએ જેવા પાટીદાર સરખે સરખાં ગામોના લોકો ભેગા થઇ ઠરાવ કરવાની જરૂર થઇ છે કે, આપણા લોકો અભીમાન કરી પોતાની કન્યાઓ મોટા એટલે ઉચ્ચ વાળા ગામોમાં પરણાવીએ છીએ. તેથી કરી તે લોકો આપણો ઘણે તીરસ્કાર કરી તથા બહુ પ્રકારનું દુઃખ દેઇ ઘણી પજવણી કરીને પૈસા લેછે, એટલુંજ નહી પણ દીકરીઓને પણ ઘણા પ્રકારની પીડા પાડે છે. ને બરોબર સુખ દેતા નથી. આવી રીતે અભીમાનથી ઉચ્ચ કુળમાં દીકરી પરણાવવાથી સુખને બદલે ઊલટું દુઃખ થાય છે. આ દુઃખ અભીમાનથી ચાલવાથી થાય છે. વળી અભીમાનથી તે મુજબ બહુજ ખરચ કરવાથી દેવાદાર થઇ જઇએ છીએ ને દેવું બને લોકોમાં ઉઘાડું પડે તો પછી આપણા દીકરાઓને તો આપણાથી ઘણી જ નીચ પદવીનો માણસ પણ કન્યા પૈસા લેતાં પણ આપતો નથી. કારણ કે દીકરી ખાય શું ને કન્યા ના મળવાથી વંશ જાયછે. માટે બને બીજી કન્યા હોય તો તેને સાટે દીકરો પરણાવવો પડે છે. તેથી મોટમને બદલે નાનમ પેદા થાય છે. આવું કરવાથી આપણા લોકો ઘણા અણસમજુ ને અજ્ઞાની ગણાઇએ છીએ; માટે સરખેસરખા ગામોના લોકો ભેગા થઇ કન્યાઓ બરોબરીઆ ગામોમાં પરણાવવી, એવો ઠરાવ કરવાની ઘણીજ જરૂર પડી છે ને આવો ઠરાવ કરવાથી અને તે મુજબ ચાલવાથી આપણા લોકોને ઘણુંજ સુખ થશે ને કન્યાઓને પણ જે અડચણો ને દુઃખ ભોગવવું પડે છે તે દુર થઇ સુખી થશે. આ ઠરાવ ઘણી બારીક નજરથી જોશો ને તપાસ કરશો તો ઉપર લખેલી સઘળી હકીકત

સ્થાનમાં બેસશે માટે કન્યાઓ બરાબરીઆં ગામોમાંજ પરણાવવી. એ ઘણું સારૂ છે એમાં કંઈ નાનમ જેવું જણાતું નથી.

૧ સવાલઃ લેઉવા પાટીદારોમાં સર્વેથી સારૂં ને મોટામાં મોટું ઘર, વસોવાળા ઝવેરદાસ રામદાસનું કહેવાય છે ને ગણીએ એ, તો એ ઝવેરદાસ કન્યા એમની બીજા ગામોમાં આપે છે. તો એમનાથી તો ઊંચુ ઘર નથી તો એ આપે તે એમનાથી કંઈ પણ ઓછું કહેવાય, તોપણ એમની આબરૂ જતી નથી. તો આપણે તો બરોબરીઆં ગામોને તેવાં ઘરોનેજ આપવાની છે તો આપણી આબરૂ શા રીતે જશે? વિચારી જુવો.

૨ આગળના વખતમાં પાટીદાર અમદાવાદ કુલીન ગણી ત્યાં પરણાવતા ને નાંના ગામોના ખબરદાર પણ આપતા તે બંધ કરી પોતે સરખે સરખામાં આપવા લાગ્યા તોજ મોટા થયા. આપણે પણ એમ જ છે.

## જાહેરનામું.

ખેડા જીલ્લાના લેઉવા પાટીદારોના લગ્ન સંબંધી ખર્ચ વીગેરે નીયમ ઠરાવી તેની હદ બાંધવા નીચે પ્રમાણે કાનુનો સને ૧૮૭૦ ના આક્ટ ૮ ની કલમ ૩ પ્રમાણે નામદાર હિન્દુસ્તાન સરકાર તરફથી મંજુર થઈ સઘળા લોકોને જાહેર થવા પ્રસિદ્ધ કરવામાં આવે છે.

સદરહુ કાનુનો તા. ૧ ફેબ્રુઆરી સને ૧૮૮૯ થી અમલમાં આવશે. અને ખેડા જીલ્લાના તમામ લેઉવાઓને લાગુ પડશે.

## કાનુનો.

લગ્ન પ્રસંગે તેમજ તેની સાથે સબંધ રાખતા હરેક પ્રસંગના, રીવાજ ઉપર ખરચ કરવાનો નીયમ નીચે પ્રમાણે ઠરાવ્યો છે. તે

સીવાય બીજા કોઈ પણ પ્રકારનો અવેજ કોઇએ આપવો નહી અથવા લેવો પણ નહી.

૧ કન્યાના બાપ અથવા વાલી તરફથી આપવાની પરહણ અને અર પેરામણી રૂ ૧ થી રૂ.૨૫૧) થી વધારે હોવી ના જોઇએ, અને તેમાં નીચે બતાવ્યા મુજબ રકમોનો સમાસ થાય છે.

૧ ચાંલો એટલે જેના સ્વીકારથી વીવાહ સંપુર્ણ થયો ગણાય.

૨ વસંત એટલે કન્યાના લાભ માટે અનામત જમે કરવા. રકમ પરંતુ સદરહુ રકમમાં અબાજનો સમાસ થતો નથી.

૨ ઉપર બતાવ્યા પ્રમાણે અબાબની નીચે બતાવ્યા પ્રમાણે હદ કરાવી છે એટલે કન્યાના બાપ તરફથી આપવાના સઘળા મળીને રૂ ૧ થી ૧૪—૮ સુધી. વરના બાપ તરફથી આપવાના સઘળા મળીને રૂ ૧ થી ૩૦—૮ સુધી.

૩ જાન અને તેને લગતા ખરચને માટે નીચે પ્રમાણે હદ કરાવી છે. જાંનમાં ૧૦૦ માણસો અને ૧૦ વેન કરતાં વધારે લેઇ જવાં નહીં અને જાન રહે તે સઘળા વખતની અંદર ત્રણ વખત જમણ અને ૨ વખત હાજરી કરતાં વધારે ભોજન પુરૂ પાડવું નહીં. તેમજ તે સઘળા વખત માટે દરેક ઘોડા દીઠ ૧૦ પૌન્ડ અને દરેક બળદ દીઠ ७॥ પૌન્ડ કરતાં વધારે દાણો આપવો નહીં; અને આવેલા લોકો પૈકી ફકત લગ્ન કરનારાંના જમાઇને એટલે વરના અગર કન્યાના બનેવીનેજ ચાંલ્લાના રૂપીઆ આપી શકાય ને તે રૂ ૨થી વધારે ના જોઇએ.

૪. દીકરીનાં લગ્ન વખતે પોતાનાં કુટુંબોને જમાડવાનો ખરચ રૂ ૧૨૫) કરતાં વધારે થવો ના જોઇએ.

૫. પહેલા આણા વખતે ખર્ચ નીચે બતાવેલી હદ કરતાં વધારે થવો ના જોઇએ.

૧ કોથળાના રૂ ૧થી તે રૂ ૧૧ સુધી

૨ કન્યાને તેડવા આવનાર માણસોને દક્ષણાના સઘળા મ-
ળીને રૂ ૧થી ૩ સુધી.

૩ કન્યાને માટે તેલ સોપારી સુખડુ વીગરે સઘળુ મળીને
રૂ ૧થી ૩ સુધી.

૬. બીજા આણા વખતે સર્વે રીતભાત મળીને રૂ ૩ કરતાં
વધારે આપવા નહીં અને તેડવા આવનાર માણસોને દક્ષણાના
સઘળા મળી રૂ ૧-૮થી વધારે આપવું નહીં.

૭. વર અથવા બીજાઓ પહેલી વખત કન્યાને ઘેર આવે ત્યારે
ચાંલાના રૂપીઆ બધી રીતના મળી નીચે બતાવેલી હદ કરતાં
વધારે આપવા નહીં.

૧ વરને રૂ ૧થી ૧૫ સુધી.

૨ વરનો બાપ, મા, બેન, દાદો, દાદી, દરેકને રૂ ૧થી રૂ.
૫ સુધી.

૮. કન્યાની પહેલી દીકરીના લગ્ન વખતે તમામ ખર્ચ નીચે મુજબ

૧ મામેરાના રૂ ૧થી રૂ ૭૫) સુધી.

૨ ચુડો અને પાનેતરના સઘળા મળી રૂ ૧થી રૂ ૨૫ સુધી
અને કન્યાના બીજા કોઇ પણ છોકરાંના લગ્ન વખતે
મોમેરાનું ખરચ સઘળું મળી રૂ ૧૦) કરતાં વધારે થવું
જોઇએ નહીં.

૯. વરનો બાપ, મા, દાદો, દાદી, અને કન્યાના બાપ અથવા
માના મોત પ્રસંગે, કન્યાના બાપ પાસે નીચે બતાવ્યાથી વ-
ધારે લઇ શકાય નહીં.

૧ પાઘડી સેલા ને બારસ મળી રૂ ૧થી ૧૧) સુધી.

૯ કોગળાનો રૂ ૧)

૧૦. પોથને માટે ઘણામાં ઘણા રૂ ૨ બે અને છાબડીમાં રૂ ૩) થી વધારે આપવું નહીં.

૧૧. ચીઠીને માટે દરેક ચીઠીએ રૂ ૧ કરતાં વધારે આપવું નહીં, તેમજ ચીઠીઓને માટે એકંદરે રૂ ૭૫) કરતાં વધારે નહી.

૧૨ કોઇ પ્રસંગે ખાવું મોકલવાનું અગર મીઠાઇ મોકલવાનો બાધ નથી; તેમજ વરકન્યાનું જુદુ ઘર માંડે તે વખત પોતાની મરજીમાં આવે તે પ્રમાણે મદદ આપવાને કન્યાનો બાપ મુખતીયાર છે. પરંતુ એ બ્હાને વર તરફથી કોઇ પણ બ્હાને માગણી થઇ શકે નહી, તેમજ ઉપર પ્રમાણે કન્યાનો બાપ કંઇ આપે તેનો કાંઈ પણ ભાગ વરના બાપના ઉપયોગમાં લગાડી શકાશે નહી.

## સરકારે કરેલી રૂલનો વધારો.

ખેડા જીલ્લાના લેઉવા પાટીદારોના લગ્ન ખરચ વીશે નીયમ ઠરાવી તેની હદ બાંધવા હેઠળ લખેલી જાસ્તી કાનુન સને ૧૮૭૦ ના આકટ ૮ની કલમ ૨ના ઠરાવ મુજબ મુંબઇ સરકારે ઘડી કાઢી તે સદરહુ આકટની કલમ મુજબ આલીજા ગવરનર જનરલ ઇન કાઉન્સીલે મંજુર કરી છે.

કાનુન અ હાંસીઆમાં લખેલાં ગામો પૈકી હરકોઇ ગામના લેઉવા નાતના કુટુંબનો મરદ અને ખેડા જીલ્લા માંહેના ગમે તે ગામના કોઇ કુટુંબની ઓરત એ બેનાં લગ્ન થાય ત્યારે કાનુન ૩ મુજબ જાનમાં ૨૦ વીશ માણસ તથા ૨ બે વાહન કરતાં વધારે લઈ જવાં નહીં અને એક વખત જમણ તથા એક વખત હાજરી એ કરતાં વધારે ભોજન પુરૂ પાડવું નહીં.

૭ નડીઆદ, વસો, સોજીત્રા, ભાદરણ, ધરમજ, તારાપુર, બોડ, ઊતરસંડા, પીજ, સાવલી, કરમસદ, નાર, સુણાવ, વસો પાસેનું અલીદ્રા.

## સરકારે રૂલ ઠરાવ્યા પછી લોકોએ અરજી આપી તેનો જવાબ મેહરબાન કલેકટર સાહેબ તરફથી

જત પા. બાપુજી સનદાસ વીગેરે લેઊવા પાટીદારો રહેવાશી આણંદ જીલ્લે ખેડાનાને માલમ થાય જે તમોએ તા૦ ૨૫મી જાનેવારી સને ૧૮૮૯ને રોજ અરજી હજુરમાં ગોકલી તેનો જવાબ બંદેગાનઆલી નવાબ મોસ્તેનાબ હજરત રાઇટ ઓનરેબલ ગવરનર સાહેબ બાહાદુર દરઇજલાસ કાઊંસીલના હુકમથી લખવામાં આવે છે કે જે તમે રૂલ બાબત લખો છો તે બાબત સરકારે પાકો વીચાર કર્યા પછી આકટને અનુસરીને સરકારના ગયા માસની તા૦ ૨૯ મીના નંબર ૩૮૨ ના ઝાહેરનામાં પ્રસિદ્ધ કરી હતી, અને રૂલ ૧૫ બાબત તમે જે બહુજ વજન રાખો છો તે રૂલ સદરહુ આકટ ના આધાર મુજબ નથી. તોપણ નાતના લોકો પરસપર સમજાણથી એવી રૂલ પોતાની મેળે દાખલ કરશે તો તે વાતને હરકત કરવામાં આવશે નહીં. અરજી સાથે આવેલા કાગળો આ સાથે પાછા મોકલ્યા છે. તા૦ ૧૩ ફેબરૂવારી ૧૮૮૯.

એન્ડ ઇંગ્રેજીમાં સહી

નરભેરામદાસ નરોતમદાસ — અન્ડર સેક્રેટરી નીસબત સરકારની સહી

**આ પ્રમાણે હુકમ આવેથી લોકોએ ભેગા થઇ પરસ્પર આપસ આપસ ઠરાવ કરી મેહેરબાન કલેકટર સાહેબને ત્યાં દસ્તાવેજની નકલ મોકલી ખુલાસો લીધો તેનો જવાબ.**

## પ. નંબર ૨૯૭

સરકારની ખેડા જીલ્લાના કલેકટર સાહેબ વી. અણંદના બાપુજી તીકમભાઇ વીગેરેને માલુમ થાય જે તમારી અરજી ૨ મીનહુની બાબતના ધારાની રૂલનો સારી રીતે અમલમાં ચલાવા સારૂ બાબના ગામોના લોકો અરસપરસ કરાર કરી બંધાએલા છે. તે બાબતનો દસ્તાવેજ કરવાને ખરડા સાથે તે દસ્તાવેજને કેટલો સ્ટાંપ જોઇએ તેનો ખુલાસો માગવા મતલબની આવી. તેના જવાબમાં લખવાનું કે સદરહુ બીશે મે. ઉતર વીભાગના કમીશનર સાહેબને પુછતાં તેઓ સાહેબના ઇંગ્રેજી કાગળ નંબર ૮૨૨ તા. ૧૯ ૩-૮૯ નો આવ્યાથી લખવાનું કે એ દસ્તાવેજ ઉપર ૧લા પૃષ્ટની ૫ રકમ પ્રમાણે ૦-૮-૦ આઠ આનાનો સ્ટાંપ જોઇએ. અરજી સાથે ૧ પેલા મુસદાના ખરડામાં આખા શીટ ૭ છે તેના ઉપર મેં હમારી સહીનાં નીશાન કર્યા છે. તા૦ ૨૩-૩-૮૯.

રજુ હરીલાલ સીરસ્તેદાર ખેડા જીલ્લાના કલેકટર સાહેબની ઇંગ્રેજી સહી

## કરારનો દસ્તાવેજ.

ખેડા જીલ્લાના લેઓવા પાટીદારોની નાતમાં લગ્ન સંબંધી તથા બીજી રીતે હદ કરતાં વધારે ખરચ થવાને લીધે કન્યા પરણાવા મારે ઘણી મુશ્કેલીઓ નડવા લાગી તથા કન્યાની જીંદગાનીને મારે યોગ્ય સંભાળ રહેવામાં ઢીલ જેવું જણાઇ આવવાથી સરકારે તા. ૨૯

મી જાનેવારી સને ૧૮૮૯ને રોજ નંબર ૩૮૨ નો ઠરાવ થએલો તે તા૦ ૩૧ મી જાનેવારી સને ૧૮૮૯ ના રોજના મુંબાઈના ગેજીટના ભાગ ૧ ના પાને ૧૬મે સને ૧૮૭૦ ના આકટ ૮ની કલમ ૩ મુજબ ધારા છપાવી પ્રસીદ્ધ કરી ખેડા જીલ્લાનાં તમામ ગામોને રૂજુ કર્યા છે. તે ધારાનો હેતુ લેઊવા પાટીદારોની નાનની કન્યા-ના બચાવનો તથા અણુઘટતા ખરચના બચાવનો તથા જ્ઞાતીના નાની સ્થીતીમાં સુધારો કરવાનો છે. અને તે નાતના સાર્વજનીક હીતનો છે. તે ધારાનો હેતુ વધારે સારી રીતે પાર પાડવા સારૂ તથા લેઊવા પાટીદારોની નાતમાં જે નીતી ભરેલા તથા જે સંસારી રીવાજો છે, તે વધારે સારી રીતે સચવાય તથા તેમાં સુધારો થાય તેટલા કારણ સારૂ નીચે લખેલાં ગામોના નીચે સહીઓ કરનાર લેઊવા પાટીદારોનો એવો વીચાર મોજે                    તાલુકે

ના ગામે ભેગા થઇ કરેલો કે ઉપર કહેલા સરકારે પ્રસિદ્ધ કરેલા ધારાનો અમલ ફોજદારી રીતે સરકારથી ચલાવામાં આવશે તેની સાથે સદરહુ એકડાં મળેલાં ગામોએ ઠરાવનો ભંગ સદરહુ ગામોમાં થાય નહી, તેટલા માટે નીચે મુજબ ઠરાવો કરી તેનો અમલ કરવો તથા ઉપર કહ્યા મુજબ સંસારી હાલતમાં તથા નીતીના માર્ગમાં વધારો થાય તેના સુધારાને સારૂ સરકારે પ્રસિદ્ધ કરેલા ધારામાં નીચે લખેલા ધારાની અવશ્ય જરૂર છે. તેથી તે ધારા પણ સદરહુ એકડાં મળેલાં ગામોમાં ચલાવા મુનાસબ ગણી કબુલ ગણ્યા છે. તેથી સદરહુ એકડાં મળેલાં ગામોએ ઠરાવ કબુલ કર્યો છે અને તે સદરહુ ધારાનો અમલ કરવા સારૂ જેમ જેમ જરૂર જણાય તેમ તેમ ફેરફાર યા નવી રચના સારૂ ઘટતા નીયમોની જરૂર છે તેથી તે નીયમો નીચે મુજબ દાખલ કર્યા છે એ રીતે ઉપર લખેલા

સરકારે પ્રસીદ્ધ કરેલા ધારા તથા તે સીવાયના ઠરાવ (ધારા) તથા નીયમો ઉપર લખ્યા મુજબ એકઠાં મળેલાં ગામોએ આપસઆપસ એક કરાર કરી પાળવા માટે કબુલ થઇએ છીએ અને સદરહુ કરાર પ્રમાણે ચાલી વરતવા માટે જે જે ગામો સામીલ થાય અથવા ખાયસ બતાવે તે બાબત પણ નીયમો ઠરાવાની અગત્ય માલમ પડું વાથી તે બાબત પણ નીયમો દાખલ કર્યા છે. તે રીતે સરવે ધારા તથા નીયમો મુજબ ચાલવા સદરહુ એકઠાં મળેલાં ગામો આ કરારનો દસ્તાવેજ કરી આપસઆપસ બંધાઇએ છીએ કે સદરહુ કરાર હમોએ સાવધાનપણાથી વાંચી વંચાવી તથા સમજી તથા પરમેશ્વરને હાજર જાણી હમારા વાસ્તે તથા હમારા વાલી વારસોને વાસ્તે બંધાઇએ છીએ કે સદરહુ કરાર મુજબ ચાલીશું તેની કબુલતનો આ કરારનો દસ્તાવેજ સદરહુ ગામો અરસપરસ કરીએ છીએ તે કબુલ છે.

આ કરારમાં દાખલ થઇ નીચે સહીઓ કરેલાં ગામો સીવાય બીજાં ઊંચા વર્ગનાં કુલીન ગામ ૧૪ તથા તે સીવાયનાં બીજાં મોટાં ગામો છે તે ગામોમાં આપણા આ કરાર કરનારા ગામોવાળાએ હદ કરતાં વધારે ખરચ સાથે કન્યાઓ પરણાવવાનો ચડસ આપણા લેઉવા પાટીદારોની નાતમાં થવાથી તે સીવાયના બીજા ગામોને કન્યા મળવાની મુસ્કેલાઇમાં વધારો થતો જતો હોવાથી તથા કન્યાની સંભાળ બીલકુલ નહી રાખવાથી તથા ખરચમાં ઘસાઇ જવાથી સદરહુ ઉપર લખ્યા મુજબ કુલીન ૧૪ ગામોમાંના બીજાં આ કરારમાં દાખલ નહી થએલાં મોટાં ગામોમાં કોઇએ કન્યા પરણાવવી નહી. અને કન્યા પરણાવે તેને આ દસ્તાવેજનો કરાર કબુલ કરનારા ગામોમાંથી સીધી રીતે અથવા આડકતરી રીતે સારા અગર

નરસા પ્રસંગે, કોઇ પ્રસંગે સંબંધ રાખવો રખાવવો નહી અને તેની સાથે હમેશાં કોઈ પ્રકારનો વેહેવાર રાખવામાં આવશે નહીં તથા આ ઠરાવમાં સામીલ રહી, પાછળથી આ ઠરાવ ભંગ કર્યા બાબત તેની પાસે રૂ ૧ થી તે રૂ ૨૦૦૦) સુધી સરકાર ચલણી દંડ આ દસ્તાવેજમાં ચાલનારા લખેલાં ગામોને દંડ આપવો પડશે સદરહુ દંડની રકમ આપવાથી તે સખસ ફરીથી સામેલ થવાને હકદાર છે એમ સમજવું નહી.

૨ પેહેલી કલમમાં લખેલા સખસની પક્ષ કરશે અથવા કોઇ પણ પ્રકારે મદદ કરશે તો તે માણસને પણ સદરહુ કલમ ૧લીમાં કહેલી સજાને પાત્ર થશે.

૩ ઉપર કહેલી બીજી કલમમાં લખ્યા મુજબ જે આખું ગામ ચાલશે યા કરારનો ભંગ કરશે તો તે ગામના આગેવાનો પાસેથી રૂ ૧થી તે રૂ ૫૦૦૦) સુધી સરકાર ચલણી દંડ આપવો પડશે ને હમેશાંને માટે દુર રહેશે દંડ આપવાથી પાછું તે ગામ દાખલ થવા હકદાર છે એમ સમજવું નહીં.

૪ આ કરાર કબુલ કરનાર ગામોમા દરેક ગામના જે કોઇ લેઉવા પાટીદાર આ કરાર કબુલ કરવામાં સામેલ થાય નહીં તેની સાથે કોઇ પણ પ્રસંગે સીધી અથવા આડકતરી રીતે સંબંધ રાખવો નહી ને રાખશે તો દરેક સખસનો રૂ ૧થી તે રૂ.૫૦૧ સુધી સરકાર ચલણી દંડ લેવામાં આવશે.

૫ સરકારે પ્રસિદ્ધ કરેલા ધારા વિરૂદ્ધ ચાલશે અને લગ્ન સબંધી રૂઢ વીરૂદ્ધ ખરચ કરશે, તો તે માણસ પાસેથી રૂ ૧ થી તે રૂ ૫૦૧ સુધી સરકાર ચલણી દંડ લેવામાં આવશે.

૬ સરકારે પ્રસિદ્ધ કરી રૂલો લાગુ કરી છે તે ખેડા જીલ્લાના

રાજ્ય સીવાયના બીજાં અંગ્રેજી તથા બીજા રાજ્યનાં ગામો જે આ કરારમાં સામેલ હોય તેમને પણ આ ઠરાવના નીયમો તથા તે નિયમોથી ઊલટું ચાલે તે બાબત આ કરારમાં ઉપર કહેલી સજાને પાત્ર થશે.

૭ આ કરારમાં જે સખસ અથવા ગામ સામેલ ના હોય તેને કોઇએ કન્યા આપવી અપાવવી નહીં ને આપશી અપાવશે તો ઉપર કહેલી ૧લી કલમમાં કન્યા આપવા બદલ સજા લખી છે તે સજાને પાત્ર થશે.

૮ આ કરારમાં દાખલ થએલાં ગામો તરફથી વહીવટદાર નીમવામાં આવ્યા છે તે નીચે મુજબ.

પા. ગલાભાઇ કાશીભાઇ ભુમેલ. પા. શંકરભાઇ મંગળદાસ કેરીઆવી. પા. નરણભાઇ રણછોડભાઇ ભુમેલ. પા. મનોર જીવાભાઇ કેરીઆવી. પા. બકોર જીવાભાઇ પેપગાના. પા. કુંવરભાઇ નાગરભાઇ ઓખાના પા. મરગાભાઇ રાયદા પેપગાતા. પા. શીવાભાઇ છગનલાલ કરોળી. પા. માધદાસ જેતાભાઇ ગુતાળ. પા. ભાઇલાલ લલુભાઇ પાટગો. પા. ડુંગરભાઇ રણછોડભાઇ કજોડા. પા. ઉમેદ રામદાસ પાટગો. પા. વાગજી મંગળદાસ કંજોડા. પા. બેહેચરભાઇ ઓતમ દાવડા. પા. નારણભાઇ જેઠાભાઇ પરતાળ. પા. સોમાભાઇ કાસીભાઇ વડતાલ. પા. ગોવીંદ દ્વારકાદાસ પરતાળ.

ઉપર પ્રમાણે સરવે ગામોવાળાએ મળી ઠરાર પ્રમાણે ચાલવા સારૂ વહીવટદાર નીમ્યા છે. આ વહીવટદાર હયાતી સુધી છે. પરંતુ વહીવટદાર પોતાના રાજીનામાથી તથા મરણના કારણથી કમી થશે તે એક માસની અંદર તે ગામવાળાએ કાયદા પ્રમાણે નવા વહી-

વટદાર નીમવો. ને જે બાકીના વહીવટદાર હયાત હશે, તેમણે કરેલા ઠરાવો ચલાવાની સત્તા છે. આ ઠરાવનો કોઇએ ભંગ કર્યો હોય તો તે વાતની ઉપર લખેલા વહીવટદારની કમેટી ઠરાવી છે તેમને જાહેર કરવી. અને જાહેર કર્યા પછી દસ દીવસની અંદર મુકરર દીવસ વખતે બંદોબસ્ત માટે એકઠા મળવું. અને વધારે મતથી તે વાતનો નીકાલ થશે તે મુજબ કરવું.

૯ કમેટીને કોઇ પણ માણસની જરૂર જણાશે, તો કેવું માણસ ને કેવી જોખમદારીથી માણસ નીમવો તેનો અધીકાર છે.

૧૦ આ ઠરાવના કર્તવ્ય કામને માટે ખરચ સારૂ વરાડે ખરચના બંદોબસ્તની જવાબદારી હરેક વહીવટદાર ઉપર છે. અને તે વહીવટદારે પોતપોતાને ગામેથી સવડ કરી આપવી.

૧૧ નાયમોમાં વધારો કરવાની તથા કમી કરવાની તથા ફેરફાર કરવાની સત્તા વધારે મતથી વહીવટદારને અને ઠરાવેલા વહીવટદાર પૈકી પાંચ વહીવટદાર ઓછામાં ઓછા ભેગા થવાથી તમામ કમેટીનું કામ ચાલી શકે.

૧૨ વહીવટદારોને તથા વહીવટદારો પૈકી કલમ ૯માં લખ્યા મુજબ તેટલા વહીવટદારો તરફથી દીવાની અગર બીજી જગોએ દાવો અથવા ફરીઆદ કીંવા અરજ વીગેરે કામ કબુલ કરનારા ગામોના લોકો તરફથી મુખતીયાર પંડ્યા સેવકરામ ત્રંબકરામ વણસોલનાને                મુખતીયાર નીમી અખતીયાર આપીએ છીએ પરંતુ તે બાબતમાં વધુ મનસ્વી કામ કંઇ કરવું નહી.

૧૩ કરાર કબુલ કરનાર ગામોને તે પૈકી કોઇ ગામને ઉપર લખેલા કારણ સીવાય જુદું કરાશે નહીં.

૧૪ જે ગામ આ કરાર કબુલ કરશે તે ગામને ઉપર તથા

હવે પછીના જે જે નીયમો થાય તે તમામ નીયમો લાગુ થશે.

૧૫ જે દંડ તથા બીજી રકમો આ પંચમાં આવે, તે આ કરાર કબુલ કરનાર ગામોના લેઉવા પાટીદારોની મીલકત થશે. અને તે મીલકતની વ્યવસ્થા કરવાના અધીકાર પણ ઠરાવેલા વહીવટદારોને છે. અને તે લેઉવા પાટીદાર જેમ જેમ છેવટ સુધી આ ઠરાવને વળગી રહેશે તેમનો તે મીલકત ઉપર હક છે. તે સીવાય બીજા કોઇને નથી.

૧૬ આપણી નાતની સ્ત્રીઓને તથા પરણાવેલી દીકરીઓને સીમમાં જવા ચાલ નથી તે રીવાજથી જે ઉલટું ચાલશે તેને તે ગામવાળાએ સજા કરવી.

૧૭ કન્યા પરણાવામાં કોઇએ કન્યાનો પઇસો લેવો નહી આ નીયમથી ઊલટું જે ચાલશે તેને તે ગામવાળાએ સજા કરવી જોઇએ અને તેમ કરવામાં કસુર કરશે તો એક માસ પછી બીજા ગામવાળાએ વીચાર કરી જે ઠરાવ કરશે તે ઠરાવ મુજબ તે ગામે વરતવું પડશે.

બઇરીઓની ખોરાકી પોશાકી બાબતમાં તકરાર હોય તો તે બાબત ગામના આગેવાનોને જાહેર કરવું. અને તેમણે તે બાબત બંદોબસ્ત કરી આપવો જોઇએ તે પેહેલાં સરકારમાં ફરીઆદ કરવી વાજબી નથી.

૧૯ સ્ત્રીની ઉમર ૨૫ વરસની થાય, ત્યાં સુધી ફરીથી કોઇ પુરૂષે પરણવું નહી. અને સ્ત્રીની ઉપરની ઉમર સુધીમાં છોકરાનું ફરજંન હૈયાત નહી હોય તો પછી ફરી પરણવાને છુટ છે. સ્ત્રીની ૨૫ વરસની ઊમર પેહેલાં પણ યોગ્ય કારણસર પોતાના ગામની પરવાનગીથી પરણવાને છુટ છે.

૨૦ આપણા લેકોના પાટીદારની નાતમાં પ્રથમથી કન્યા પર-ણાવે ત્યારે નાત જમાડવાનો ચાલ હતો. તે હાલ સરકારે વધારે ખરચ કરવાનું બંધ કર્યુ તેથી નાત જમાડવાનો ચાલ બંધ કર્યો છે માટે નાત કોઇએ જમાડવી નહી. આ કરાર અમો નીચે સહીઓ કરનાર ગામોના લોકોએ પેપળાતા મુકામે ભેગા થઇ પોતપોતાની નરાજીખુશીથી તથા અકલ હોશીયારીથી તથા સાવધાનપણેથી લખી આપી બંધાઇએ છીએ માટે કબુલ છે સંવત ૧૯

પાટીદારોની કરાર કબુલ કરનાર

ગામોના લોકોની સહીઓ સાક્ષીઓ

## પંચે કરેલા ઠરાવ.

૧ વરને પ્રથમ ચાંલો કરે ત્યારે પાસમાં રૂ ૫) શ્રીફળ આપવું

૨ વરને પરઠણના રૂ ૧થી તે રૂ ૫૧) સુધી આપવા.

૩ વરને માંડવામાં ચાંલાના રૂ ૫થી રૂ ૨૫) સુધી આપવા.

૪ મામામાટલુ સાલા વીગેરે થઇ રૂ ૧૦થી રૂ.૧૫ સુધી આપવું.

૫ વસંતની જણસ વરના બાપે કન્યાને રૂ ૧૦૧) આપવી.

૬ વેવાઇ તથા વેવાણને દરેકને રૂ ૫) સુધી આપવા.

૭ જમાઇ થવા આવે ત્યારે વરને રૂ ૧૧) સુધી આપવા.

૮ પેહેલે આણે છોકરાં વીગેરે સર્વ મળી રૂ ૧૧) સુધી નો અવેજ આપવો.

૯ ફકત માટલી ૧ વખત રૂ ૫) નો અવેજ આપવો.

૧૦ જાનમાં ૭૫ માણસથી વધારે જવું નહીં.

૧૧ જાનમાં ૮ વેનથી વધારે લઇ જવાં નહીં.

૧૨ ભાગોળે પરસુરણ રૂ ૫ થી વધારે કરવું નહીં.

૧૩ પંચગોર પંડ્યા સેવકરામ ત્ર્યંબકરામને દરેક વીવાએ રૂ. ૨ એ આપવા. ૧ વર તરફથી ને ૧ કન્યા તરફથી એ મુજબ.

૧૪ પહેલા આણામાં ૧ ગોરને ૧ વાળંદને ૧ માફાનો શરણી-આને ૨ ૦ા એ રીતે આપવું એથી વધારે નહી.

૧૫ તેડવા જાય ત્યારે બે માણસ વગર જવું નહીં તેમાં એક ઘરડો જોઇએ.

૨૭ાા સાડી સતાવીસ. કન્યાના તરફના માંડવાનાં દાપાં રૂ.

| ગોર | વાળંદ | પરસુરણુ |
|---|---|---|
| ૧) ચાંલ્લાનો | ૧) ચાંલ્લાનો | ૧) માળીને |
| ૧) લગનનો | ૧) સાંમઠણી | ૧) સુતાર બાજટ |
| ૧ા પહેરામણુ | ૧) કલશાનો | ૧) દરજી |
| ૨) બ્રહ્માસન | ૧) પગ પખાળ્યાનો | ૨) કુંભાર ચોરીના |
| ——— | ૧) સોના સળી | ૧) તોરણ મેડો બારોટને |
| ૫ા | ૧) અણવર | ૧) સોનીને |
| સવાપાંચ | ૧) ભાગોળે પંચના-ળંદનો હક છે | ૧) જીતારીને |
| | | ૧) માંડવો બંધામણુ |
| | ૧) માટલીનો | ૧ા ભોઇને |
| | ——— | ૨) ઉતારો |
| | ૮ | ——— |
| | | ૧૨ા |

૪ાા પરસુરણુ ગામના રીવાજ મુજબ દાપો.

ગોરને. મુકરી. વરમાળ ચાર દાપો. લગન વંચામણુ.
૧) ૧) ૧)

માંડવામાં ચાંલ્લાની દક્ષણા. માંડવો મુંક્યાના સુપડામાં
૧) ૦ા

એ ગામના રીવાજ મુજબ ઉપર લખ્યા શીવાય આપવું.
વાલંદને. માટલીનો. ૧ અહસાંતીકનાં લુગડાં. એ આપવું.
પીઠીનાં લુગડાં લેવાનો પણ હક છે.

૨ રૂ ૨ બે કંન્યાને માંડવે પંચ ગોર સેવકરામ ત્રંબકરામના લેવા તેમાં રૂ ૧) વરના બાપે કસુંબા વખત આપવા ને કંન્યા તરફનો માંડવે બેસે ત્યારે લેઈ વહીવટદારે રાખવા તે ગોર આવેથી આપવા.

## વરના તરફનાં દાપાં રૂ. ૧૨ાા

| ગોર. | વાલંદ. | પરચુરણ. |
|---|---|---|
| ૧) ચાંલ્લાનો | ૧) ચાંલ્લાનો | ૧) તલાટી |
| ૨) ગેરગોતીયાં | ૧) થાળીનો | ૧) પંચગોર |
| ૧) વસંતની દક્ષણા | ૧) પાટ પાથરણું ગોદડાંનો | —— |
| ૧) કન્યા જોયાનો | ૧) કન્યા જોયાનો | ૨ |
| —— | ૧) ભાગોળે દીવેલનો | |
| ૫) | ાા પીઠી પોતીયુ છાલુ | |
| | —— | |
| | ૫ાા | |

## ગામના રીવાજ મુજબનાં દાપાં.

વરની પોસનો રૂ ૧) વાળંદને ગામના રીવાજ મુજબ લેવાનો છે.
પીઠી તથા અહસાંતીકનાં લુગડાં ગામ રીવાજ મુજબ વાળંદનો હક છે.
ગોઇરાં નાખવાની માટલી વાળંદનો હક છે.
વર અને કન્યાના બંનેના અહસાંતીકમાં ગોરને આપવાનું છે.
વરના બાપે કંન્યાના ગામમાં, માતાજી, મહાદેવજી, મંદીર સદાવ્રત, પરબડી, ઉતારો એ ગામ રીવાજ મુજબ વરતવું.

# પરચુરણ ઠરાવ.

૧ ગામમાં હરવાફરવામાં પાઘડી સીવાય જવું નહી.

૨ માંડવો પુખવા બેસે ત્યારે થાપા કોઇને મારવા નહી.

૩ પંચ ભેગું થાય તેની કંકોતરી આવે ૧૦૦ ઉપરાંતની વસ્તીના ગામથી ૮ માણસ અંદરનાએ ૬ પંચોતેર અંદરનાએ ૫ પચાસ અંદરનાએ ૩ પચીસની અંદર ૨ એથી વધારે જવું નહી.

## પંચમાં દાખલ છે તે ગામની યાદ.

| | | |
|---|---|---|
| ૧ કંજેડા. | ૬ પેપળાતા. | ૧૧ આખડોલ. |
| ૨ ભુમેલ. | ૭ કેરીઆવી. | ૧૨ પાટગોલ. |
| ૩ દાવડા. | ૮ વરતાલ. | ૧૩ કરોલી. |
| ૪ સંધાણ. | ૯ વલાસણ. | ૧૪ બીલોદરા. |
| ૫ બાંમણોલી. | ૧૦ ગુતાલ. | ૧૫ મંજીપરા. |
| | | ૧૬ કમળા. |

૧ વરને ગામમાં કે નાના ગામમાં કસુંબો પાવા બોલાવે ત્યારે વાળંદને રૂ ૦ાા આપવો.

૨ વર પરણવા જાય ત્યારે કસુંબા વખત ગામના રીવાજ મુજબ આપવું.

૩ ફકત સાળી કટારીના રૂ ૧ થી તે રૂ ૩) સુધી આપવા.

૪ ફોઇ માટલાના પણ રૂ ૧ થી તે રૂ ૩) સુધી આપવા.

૫ બારણું અટકાવવુ તથા છાંટણું વીગેરે કંઇ કરવાનું નથી માટે તેમાં કંઇ આપવું લેવું નહી.

૬ કન્યાના સાસરા વીગેરેને ખાંડ પીરસે તો તેની શક્તિ મુજબ જણસ આપવી.

આ ચોપડામાં જે જે બાબત દાખલ કરી છે તે હમે વાંચી સમજીને દાખલ કરી તે મુજબ ચાલવા કબુલ છીએ ને હુકમાં નીચે સહીઓ કરનારની મરજી મુજબ દાખલ કરાવી છે તા. સંવત ૧૯૬૪ ના વઈશાખ વદ ૧૦ રૂબરૂ શીવકુરામ ત્રંબકરામ

નણુંસાલ

પા૦ શંકરભાઈ મંગળભાઈ સહી. ફરીઆવી.

પા૦ કુબેરભાઈ નાગરદાસ સહી દા. પોતે. આખડોલ.

પા૦ ગોવિંદભાઇ દેસાઈભાઇ સહી દા. પોતે ભુમેલ.

પા૦ બકોરભાઇ જીવાભાઈ સહી દા. પોતે પીપલાવા.

પા૦ ભાઇલાલ લલ્લુભાઇ સહી દા. પોતે પાટગોલ

મુકામ ફરીઆવી.

પંચથી કોઇ કન્યા બહાર આપવાનું મન હોય તો ન. ખા. સેથી રૂ ૫૦૧) દંડ લેવો પણ ૫૦૧)ની પરઠણનો વર હોય ને પંચના ગામ નેડું તોજ તેને બહાર જવાની છુટ છે ને જાનની ક દિવસ હાજરી કરાવે.

પા૦ બકોરભાઈ જીવાભાઇ સહી.

પા૦ ગોવિંદભાઇ દેશાઇભાઇ સહી દા. પોતે.

પા૦ ભાઇલાલ લલ્લુભાઇ સહી દા. પોતે

